GRAND ACADEMIC PORTAL
RESEARCH JOURNALS

GAP भाषा
A MULTILINGUAL JOURNAL OF RESEARCH
( ISSN – 2582-8770 )
Globally peer-reviewed and open access journal.

# એક સદી પહેલા શિક્ષણ અને રોજગારી સંદર્ભે મો. ક. ગાંધીનું સમાજદર્શન

**રાજેન્દ્ર જાની**
સહ પ્રાધ્યાપક
સમાજશાસ્ત્ર વિભાગ, ગુજરાત યુનિવર્સિટી, અમદાવાદ
(ચાવીરૂપ શબ્દો: શિક્ષણ, રોજગાર, મહાત્મા ગાંધી)

'આપણી આધુનિક કેળવણી રાષ્ટ્રીય નથી. તેથી પ્રજાને જે લાભ મળવો જાઈએ તે મળતો નથી. આપણા બાળકો કેળવણી લે તો ચીમળાઈ જાય છે, તેઓ પુરુષાર્થહીન બને છે. તેઓને મળેલા જ્ઞાનનો ફેલાવો જનસમાજમાં નથી થતો, તેઓના કુટુંબમાં પણ નથી થતો. આધુનિક કેળવણીનો ઉદ્દેશ પણ યુવક વર્ગને મન તો કેવળ નોકરી મેળવી આર્થિક સ્થિતિ વધારવાનો હોય છે'.

-ઉપરના શબ્દો છે રાષ્ટ્રપિતા મહાત્મા ગાંધીના. એ પણ લગભગ ૧૦૦ વર્ષ પહેલાના. ગાંધીજીના સ્વ- હસ્તાક્ષરમાં આ પત્ર ૧૮ જાન્યુઆરી, ૧૯૧૭માં લખાયેલો જડે છે. પણ એમની આ વાતો આજે પણ એટલી જ સાચી છે. આઝાદી પછી પણ શિક્ષણ થકી સમાજ પરિવર્તન આપણે મેળવી શક્યા નથી. આજથી સો વર્ષ પહેલા ગરીબ-ગુલામ એવા ભારત દેશ માટે શિક્ષણ અને રોજગારીના પ્રશ્નો હતા.આજે ૨૧મી સદીના બીજા દાયકામાં પણ આ પ્રશ્નો સમાજ જીવનનાં ઉકેલ માગતા આ મહત્વના પ્રશ્નો છે. શિક્ષણ અને ઉચ્ચ શિક્ષણનો સાક્ષરતા આંક તો આપણે ચોક્કસ ઉચ્ચ મેળવી શક્યા છીએ પરંતુ હવે આપણી સમક્ષ શિક્ષિત બેરોજગારીના-ઉચ્ચ શિક્ષિત બેરોજગારીના પ્રશ્નો ઉદભવ્યા છે. ૧૯૧૭માં જ્યારે ગાંધીએ શિક્ષણ અને રોજગારીના પ્રશ્નોની ચિંતન અને ચર્ચા કરી ત્યારે તત્કાલીન સામાજિક રચના અને શિક્ષણની સ્થિતિ આજના કરતાં ખાસી જુદી હતી. તેમ છતાં ૧૦૨ વર્ષ પછી પણ તેમના સમાજ વિકાસ સંદર્ભના ઉપાયો સમાજ જીવનને દિશા દર્શન કરાવનારા હતા એ સ્પષ્ટ સમજાય એવું છે. આપણે આઝાદી તો મેળવી લીધી, આટલા વર્ષોના આપણા લોકશાહી શાસન છતાં શિક્ષણ થકી મળેલા જ્ઞાનનો ફેલાવો જનસમાજ સુધી આપણે વિસ્તારી શક્યા નથી.

એક અધ્યાપક તરીકે દર વર્ષે કાલેજમાં નવ પ્રવેશ મેળવતા યુવાનોને મળવાનું થાય છે. તેમની સાથે જ્યારે તેમની ભાવિ કારકિર્દી અગે સવાલ પૂછી એ ત્યારે ૧૦૦ માંથી ૯૯ જવાબમાં ગ્રેજ્યુએટ કે પોસ્ટ ગ્રેજ્યુએટ બનીને નોકરી મેળવવાનો જ મનસૂબો તેમનો હોવાનું જાણવા મળે છે. ગાંધીએ સ્પષ્ટ કહ્યું છે કે 'કેળવણીની ઘટના જનસમાજની હાજતોને ઉદ્દેશીને હોવી જાઈએ. ગાંધીનું આ કેળવણીનું સૂત્ર છે. જેને આપણે આપણી શાળા- કોલેજોમાં આ સ્થાન જ નથી.'

ગાંધી વિચાર જ પ્રગટ કર્યાથી ગનીમત માનનારા ન હતા.પરંતુ ખૂટતી બાબતો જોડવા માટેના પ્રયાસો પણ પ્રયોજતા રહ્યા હતા. સત્યના આ પ્રયોગવીરે શિક્ષણમાં બદલાવ આણીને પ્રજામતને કેળવવાનો સીધો રસ્તો જાયો, 'રાષ્ટ્રીય નિશાળ ખોલવામાં'. એમની રાષ્ટ્રીય નિશાળમાં ભણતર કેવું હશે એની માર્ગદર્શક ભૂમિકા બાંધતા ગાંધી કહે છે કે મુખ્ય શિક્ષણ શારીરિક, માનસિક અને ધાર્મિક આપવામાં આવશે. શારીરિક શિક્ષણમાં ખેતીવાડીનું, વણાટનું કામ શીખવવામાં આવશે. સુથાર, લુહાર ઈત્યાદિના હથિયારોનો ઉપયોગ શીખવવામાં આવશે. આજે યુનિવર્સિટી ગ્રાંટસ કમિશન સમગ્ર દેશમાં રાષ્ટ્રીય ઉચ્ચત્તર શિક્ષા અભિયાન 'રુસા' અંતર્ગત વ્યાવસાયિક અભ્યાસક્રમો દ્વારા કાલેજિયન યુવાનો માટે કાલેજ કક્ષાએ જ 'સ્કીલ ડેવલોપમેન્ટ' ના પ્રયાસો શરુ કર્યા છે એમાં ગાંધી વિચાર ઝીલાયો છે એમ કહી શકાય.

ગાંધીએ તેમના રાષ્ટ્રીય શિક્ષણમાં 'સુથારી-લુહારી કામ સાથે રમૂજ ન થાય તે માટે ડગલા કેમ ભરવા - ચાલવું કેમ? (પર્સનાલિટી ડેવલપમેન્ટ) અકસ્માત થાય કે આગ લાગે ત્યારે ચૂપકીદીથી (ડિઝાસ્ટર મેનેજમેન્ટ) કેમ કામ

કરવું?, આરોગ્ય સાચવણી સાથે ઘરગથ્થુ ઈલાજા (નર્સિંગ) શીખવવાનું અને શરીરના અવયવોનું (ગાંધીએ જાતિય શિક્ષણ એવો શબ્દો વાપર્યા વગર કહ્યું છે) અને ઝાડપાનનું (પર્યાવરણ) શિક્ષણ' અપાશે એમ નોંધ્યું છે.

રાષ્ટ્રીય શાળાના શિક્ષણ વિશે વધુ તેઓ કહે છે વિદ્યાર્થીઓના માનસિક શિક્ષણમાં ગુજરાતી, મરાઠી, હિંદી અને સંસ્કૃત ફરજિયાત શીખવવામાં આવશે. વાલી તરીકે આજના સમયે આપણે ભલે આપણા વ્હાલા સંતાનોને ગાડરિયા પ્રવાહમાં અંગ્રેજી માધ્યમમાં ભણાવવા માટે ઘેલા હોઈએ પણ ગાંધી એ સ્પષ્ટ કર્યું હતું: 'રાષ્ટ્રીય શાળામાં પહેલા ત્રણ વર્ષ ઇંગ્રેજી શીખવવામાં નહીં આવે'. માનસિક શિક્ષણની પ્રક્રિયામાં વિદ્યાર્થીઓનો માનસિક વિકાસ અટવાય નહીં એ આશયે ત્રણ વર્ષ ઇંગ્રેજીને ભણતરમાંથી તિલાંજલિ આપવી તેમને જરૂરી જણાઈ હશે. આ ઉપરાંત ગણિતશાસ્ત્રમાં અંકગણિત, બીજ ગણિત તથા ભૂમિતિ, દેશી હિસાબ, નામું, ચાલુ તોલ, ઇતિહાસ, ભૂગોળ અને ખગોળવિદ્યાના મૂળતત્વો, રસાયણશાસ્ત્રની પાયાની બાબતો તથા શિક્ષણમાં સામાન્ય ધર્મના તત્વો શીખવવાનો સમાવેશ કરવામાં આવશે એમ વ્યક્ત થાય છે. 'ભાર વગરનું ભણતર' એવા કોઈ સૂત્રાત્મક વાક્ય વિશેષણ વગર સરળ ભણતર થકી શ્રેષ્ઠ ગણતરનો ઈલાજ તેમણે રાષ્ટ્રીય શાળા થકી દર્શાવ્યો હતો.

આ શાળામાં દર વર્ષે શિક્ષણ લેનારનું જ્ઞાન લગભગ સારા ગ્રેજ્યુએટ જેટલું હશે એવી આશા વ્યક્ત કરતા તેઓ તર્ક રજૂ કરે છે કે વિદ્યાર્થીની ઉપર ઇંગ્રેજી શીખવાનો બોજા ઓછો રહેશે એટલે બચતા સમયમાં જે ઉપયોગી જ્ઞાન ગ્રેજ્યુએટને મળે છે તે તેમાં અપાઈ જશે. પરિક્ષા ભયમાંથી વિદ્યાર્થીને મુક્ત કરવામાં આવશે. દરેક વિદ્યાર્થીની તપાસ થતી રહેશે પણ તે શાળાના જ શિક્ષકો મારફતે. માત્ર આંતરિક મૂલ્યાંકન દ્વારા. ગાંધીના વિચારોમાં એ પણ જોવા મળે છે કે ગાંધીએ વિદ્યાર્થીઓમાં પરીક્ષાનો હાઉ ન ઉદભવે તેની પણ કેવી કાળજી લીધી હતી.આથી જ તેમણે આંતરિક અને સીધેસીધું મૂલ્યાંકનની પદ્ધતિ અપનાવવાની વાત કરી હતી!!
આ દર્શાવે છે કે ગાંધી કેટલું સચોટ વિચારી શકતા હતા.

આજે યુ.જી.સી.એ લાગુ કરેલી અધ્યાપકો માટેની કામગીરી ગુણાંકન પદ્ધતિ સંદર્ભે ગાંધીની શિક્ષક વિશેની વાત એક જ વાક્યમાં સમાઈ જાય છે. ગાંધીએ કહ્યું છે – 'શિક્ષકમાં ઝવેરાત હશે તો શિક્ષણનો યાંત્રિક ભાગ છે એ તો સહુને મળી રહેશે અને વિદ્યાર્થી જ્યારે શાળામાંથી બહાર નીકળે ત્યારે તેની શક્તિનો વહેવારમાં ઉપયોગ કરે એ જ તેના શિક્ષકનું ખરું માપ ગણાશે. નોકરીએ વિદ્યા શીખવાનો હેતુ છે એ વહેમ દરેક પ્રસંગે દૂર કરવામાં આવશે. શિક્ષણમાં વિદ્યાર્થીને થોડાં જ વર્ષોમાં એવો જુસ્સો આવવાનો સંભવ છે કે તેને પોતાની આજીવિકાને વિષે શંકા કે ભય નહીં રહે. આ શાળામાં ફી નહીં લેવામાં આવે એવી છેલ્લી પણ મહ¥વની વાત કરતાં મહાત્મા ગાંધીની વાતમાં આજના સેલ્ફ ફાયનાન્સ શિક્ષણ છતાં નોકરી મળશે? એવા વાલીઓ, સરકાર અને ખુદ વિદ્યાર્થીઓને મૂંઝવનારા પ્રશ્નના ઉકેલની વાત પણ આવી જાય છે.

ગાંધીએ વર્તમાન સમયના પ્રાણપ્રશ્ન રોજગારીનો પ્રશ્ન ઉકેલવા બાબતે પણ પોતાના વિચારો રજૂ કર્યા હતા. કેટલીક બાબતો શાશ્વત હોય છે, અને જ્યારે ગાંધીએ પોતાના વિચારોમાં ભારતનું સમાજ દર્શન કર્યું હોય ત્યારે એ વિચારો શાશ્વત વિચારો જ હોય એમ આજે આપણે એક સદી પછી પણ સ્વીકારવું પડે. વિદ્યાર્થીઓ અને વાલીઓમાં સૌથી અગત્યનો પ્રશ્ન એ છે કે કયા અભ્યાસક્રમમાં જાય તો રોજગારી સહજતાથી મળી શકે. અલબત્ત આ પ્રશ્ન કાંઈ આજના સમયનો નથી. નજીકના ભૂતકાળ અને દૂરના ભૂતકાળમાં પણ આવી સ્થિતિ હતી. આજે આખું વિશ્વ બજાર ઉપર અવલંબે છે. ત્યારે રોજગાર ક્ષમતાનો પ્રશ્ન સહુ કોઈ માટે 'બહુ મોટો સામાજિક પ્રશ્ન બન્યો છે. મજાની વાત એ છે કે આપણા દેશમાં મેડિકલ સિવાય લગભગ એવી કોઈ શાખા નથી કે જયાં સમયે સમયે રોજગારીનો પ્રશ્ન ઊભો થયો ના હોય! થોડા વર્ષો પહેલા ફાર્મસી પ્રવેશનો ચાલ બહુ ફાલ્યો હતો. પરંતુ ગુજરાત સિવાયના અન્ય રાજયોએ ફાર્મા કંપનીઓ ઊભી કરવામાં જે રાહત-પેકેજીસ આપ્યા એ પછી ઘણી કંપનીઓએ ગુજરાતમાંથી અન્ય રાજયોમાં પોતાના એકમો સ્થાપ્યા અને ઉત્પાદન શરુ કર્યા. એની અસર એવી થઈ કે ફાર્મસીના ડિગ્રીધારક ગુજરાતી યુવાનોને નોકરી મેળવવામાં મુશ્કેલી પડવા લાગી.

આમ, સમગ્રયતા જાઈએ તો અત્યારે સ્થિતિ એવી છે કે નોકરી મળશે જ એની કોઈ ખાતરી નથી. પ્રશ્ન પેચીદો છે પણ એનું કારણ સમજવા જેવું છે. શિક્ષણનું કામ રોજગારી સર્જનનું નથી. રોજગારી સર્જનનું કામ તો અર્થતંત્રનું છે. જે તે

ક્ષેત્રમાં જો અર્થતંત્ર ખોરવાઈ જાય તો એ ક્ષેત્રમાં વિદ્યાર્થીઓને નોકરી ક્યાંથી મળી શકે?- એટલે કે રોજગારીનો મૂળ પ્રશ્ન શિક્ષણ સાથે નહીં આર્થિક બાબતો સાથે જાડાયેલો છે. અર્થતંત્ર સાથે જોડાયેલો છે. મહાત્મા ગાંધીએ આપણા અર્થતંત્રને મજબૂત બનાવવા માટે ભારતીય અર્થશાસ્ત્રનો પાઠ્યક્રમ આપ્યો છે. આ અર્થશાસ્ત્રનો પાઠ્યક્રમ એ માત્ર અર્થશાસ્ત્રના વિદ્યાર્થીઓને લાગુ પડતો નથી, ગાંધી એ આપેલો અભ્યાસક્રમ દરેક વિદ્યાર્થી માટે છે, એ સમજવું જાઈએ.

ગાંધી કહેતા કે આપણા અર્થશાસ્ત્રના પાઠ્યક્રમને (અહીં અર્થતંત્ર એમ સમજવું) વિશ્વના અર્થશાસ્ત્ર સાથે નહીં, પરંતુ ભારતીય અર્થશાસ્ત્રની સાથે સંબંધ છે. કારણકે એક દેશનું અર્થશાસ્ત્ર બીજા દેશોના અર્થશાસ્ત્રથી થોડીઘણી બાબતોમાં જુદું પડે છે. શહેરો અને ગામડાંની દૃષ્ટિએ વિચારીએ તો વધારે જુદું પડે છે. ભારતની સંસ્કૃતિ તેના ગામડાની સ્થિતિપર અને તેમના સંપૂર્ણ વિકાસ પર અવલંબે છે એમ માનીને મહાત્મા ગાંધીએ કાલેજના વિદ્યાર્થીઓને કામ કરાવીને અર્થશાસ્ત્રની સમજ આપવા ભાર મૂક્યો હતો.મહાત્મા ગાંધીએ સૂચન કર્યું હતું કે અધ્યાપકોની રાહબરીમાં વિદ્યાર્થીઓની પાસેથી ગામડાને લગતી હકીકતો એકત્રિત કરાવવી જાઈએ. આ રીતે વિદ્યાર્થીઓ સીધી રીતે આર્થિક બાબતો પણ સમજતા થશે અને પદાર્થ પાઠ મેળવતા થશે.

વિદ્યાર્થીઓ પાસે ગામના સ્ત્રી-પુરુષો, છોકરા-છોકરીઓની સંખ્યા, ત્યાં ચાલતાં ઉદ્યોગો, તેમાં રોકાયેલા લોકોના તેમજ એમાંથી થતી આવક, માથાદીઠ જમીન, કયા અનાજ પાકો પેદા થાય છે, ખાતર કેવા પ્રકારનું અપાય છે, ઓજાર કેવા હોય છે, ખાતર કયું આપવામાં આવે છે તથા છેલ્લા દસ વર્ષમાં ઉપજ અને આવક કેટલી એની માહિતી મેળવવા પર તેમણે ભાર મૂક્યો હતો. ખેડૂત હિસાબકિતાબ રાખે છે એ પણ માહિતી મેળવવા તેમણે સૂચવ્યું હતું.

આ પ્રમાણે જેટલા ગામમાં વિદ્યાર્થીઓની ટુકડી ગઈ હોય એમની બધા ગામની ટુકડીઓએ મેળવેલી માહિતી સામગ્રી ભેગી કરીને એમાંથી ફલિત થતાં પરિણામોની બીજા ખેતીપ્રધાન દેશોની સાથે સરખામણી કરવી જાઈએ. જેના આધારે આપણા દેશની સ્થિતિ ખબર પડે અને કોઈ નવું આયોજન કરવું હોય તો થઈ શકે.

તા.૧૭ ઓક્ટોબર ૧૯૨૯ના 'હિન્દી નવજીવન' માં 'ભારતીય અર્થશાસ્ત્રનો પાઠ્યક્રમ' એ મથાળા સાથે છપાયેલા લેખના અંતભાગમાં મહાત્મા ગાંધી નોંધ લખે છે: જો દર વર્ષે નવાં વિદ્યાર્થીઓ આ જ પ્રમાણે અર્થશાસ્ત્રનો અભ્યાસ કરે તો તેમાં તેને નુકશાન થવાનો કશો સંભવ નથી. એટલું જ નહીં આ રીતે કામ કરતા રહેવાથી નવી શોધ કરી શકાય અથવા સ્વીકારેલા પરિણામ દિવસે દિવસે વધારે દૃઢ બની શકે.'

## સંદર્ભ

૧. ગાંધીજીનો અક્ષર દેહ, ભાગ-૧૩, ૨૪૨,
૨. રાષ્ટ્રીય ગુજરાતી શાળા, પૃષ્ઠ: ૩૦૬ થી ૩૦૮
૩. ગાંધીજીનો અક્ષરદેહ ભાગ-૪૨, પૃષ્ઠ: ૮
૪. 'હિન્દી નવજીવન' તા.૧૭ ઓક્ટોબર ૧૯૨૯
૫. વેબ સાઇટ : https://mhrd.gov.in/rusa